# રજપુત ભોઇરાજ

યાને

# જ્ઞાતી હિત.

## ભાગ ૧ લો.



પ્રકાશક,

મુંબઈ બારગામ રજપુત ભોઈરાજ " જ્ઞાતી મંડળ.

તરફથી જગજીવનદાસ કરસનદાસ મહેતા.

ભુલેશ્વર ભોઇવાડો ઘર નંબર ૧૦૧ ૧૦૨.



લેખક,

જ્ઞાતીગોર ભુધરજી વિ. લાલજી જોશી.

શાણાકરૈરણાકર.





આવૃતિ ૧લી          પ્રત ૧૦૦૦



સંવત ૧૯૭૩          ઇ. સ. ૧૯૧૬

મુંબઈ.

" આનંદ સાગર પ્રેસ." ૩૯૦. સરાફ બજાર, મુંબઈમાં શા૦ મો[illegible]લાલ

હરગોવનદાસે છાપ્યું.

# !! વિનંતી પત્ર !!



રા. રા. શ્રીમાન શ્રીયુત વિદ્વંવર મહાશય વેદમૂર્તિ મુંબઈ રજપુત ભોઈરાજની બાર ગામની જ્ઞાતના પુરોહીત ( ગોર ) ભૂધરજી વિ. લાલજી દેવજી જોશી.

ગામોટ

રાણા કંડોરણાકર

મહાનુભાવ !

આપે જ્ઞાતિહિત ભાગ ૧ લો એ નામનું પુસ્તક અમારી જ્ઞાતિની ઉન્નતિને માટે અથાગ શ્રમ લઇ તયાર કર્યું છે. અને બનતી મેહેનતે તે કામ આગળ ચલાવવા મહાભારત પ્રયત્ન કરી રહ્યા છો. ઉપરોકત તમો યજમાનોના ભલાને ખાતર લેખક તરીકે તેમજ બીજી તમામ બાબતોમાં સમદૃષ્ટિથી સલાહકાર તરીકે તન મનથી જે ન ભુલી શકાય તેવી કીંમતી મદદ આપના અમૂલ્ય વખતને રોકી આપો છો તે માટે અમો ખરા અંતઃકરણથી આપનો ઉપકાર માનીએ છીએ.

તા. ૨૭ મી અકટોબર ૧૯૧૬.

લી. આજ્ઞાંકિત શેવકો,

મોરારજી રૂગનાથ અંબાવાળા.

જગજીવનદાસ કરશનદાસ મહેતા.

મુંબઈ રજપુત ભોઈરાજ બાર ગામની જ્ઞાતીના

વસ્ટીઓના દંડવત પ્રણામ.

# અનુક્રમણિકા.







સૌમ્યદર્શન, ગંગાસ્વરૂપ બાઈ જશોદાબાઈ
નારાયણદાસ મેહતા.—મુંબઈ.



# अर्पण पत्रिका:



સ્વધર્મપરાયણ જ્ઞાતિ હિતચિંતક ગંગાસ્વરૂપ સૌમ્ય દર્શનિય !
મહાનુભાવ પુજ્ય બાઇ શ્રી જશોદાબાઇ નારાયણદાસ પ્રતિ

મુંબઈ.

## હરીગીત છંદ.

જશ જામજો જગમાં, સ્વજ્ઞાતિનાં કરી કામો રૂડાં !
શોભા વધારો સ્વજનમાં મર્યાદમાં વિરલાં ભલાં !
દાઝે છે જેનું દીલ દેખી જ્ઞાતિબંધુ દુખને !
બા'દુર થઈ આગળ ઉભાં દિપાવી જનુની કુખને !
ઈર્ષા પીડા હરવા કરો છો મથન ધન મન વાપરી !
નાતિ ઉત્તેજન આદર્યું પુન્યે ભર્યું પગલું ભરી !
રાત્રિ સમું બહુ ગાઢતિમર જ્ઞાતિમાં જામી ગયું,
યશસ્વિ થઈને ચંદ્ર સરખાં તે તિમિર હરવા ચહ્યું.
નયનો મહીં મીઠા અમી ! દીલમાં ભરી પુરી દયા !
દાતાર ગુણ આગાર આ અન્ન પૂર્ણા ! કે વિજયા !
સજ્જન અને નિજ નાત સેવામાં સદા નિશ ધ્યાન છે,
ભૂદર-જશોદા રત્ન રજપુત બાઈમાં મૂલ્યવાન છે.

**દેવી !**

આપે આ જ્ઞાત્તિ હિત ભાગ પહેલો એ નામનું પુસ્તક બહાર પાડવા માટે છપામણીનો તમામ ખર્ચ આપી અમોને જે ઉપકારી કર્યા છે તેનો યદ્દકિંચિત્ બદલો વાળવા તેજ જ્ઞાતિ હિત ભાગ ૧ લો નામનું લઘુ પુસ્તક આપના ઉદાર ચિત્ત અને પૃણ્યવંત ચારિત્રો તેમજ સદ્દગુણાલંકૃત શાન્ત સ્વભાવથી લોભાઈ આપને સવિનય અર્પણ કરીએ છીએ. તે સ્વિકારી વધુ આભાર તળે લેશોજી. અને આશા છે કે વખતોવખત આવી રીતે જ્ઞાતી હી-તના સુકૃત કાર્યોમાં આપ મદદ કરતા રહો છો અને કરશો એજ મુંબઇ તા. ૨૭ મી અકટોબર ૧૯૧૬.

લી. સેવકો,

સંવત ૧૯૭૩ ના કારતક સુદ ૧ ને સુકરવાર.

**મોરારજી રૂગનાથ અંબાવાળા**

**જ. ક. મહેતા.**

મુંબઈ બલારગામની જ્ઞાતીના ટ્રસ્ટીઓ.



# પ્રસ્તાવના.



આજ કાલ સાર્વજનીક જ્ઞાતિઓમાં પોતપોતાની ઉન્નતિના ભાવો જ્યાં ત્યાં જોવામાં આવે છે. દિવસે દિવસે કેળવણીના ગોહોળા પ્રચારને લીધે દરેક જ્ઞાતિઓમાં અભિમાનની તિવ્ર લાગણી ઉત્પન્ન થતી જણાય છે દરેક જ્ઞાતિમાં એટલુંજ જાણવાનું છે કે આપણે કોણ છીએ આપણી જ્ઞાતિ પૂર્વથી કયા વંશમાંથી ઉત્પન થઇ છે અને તેની માહિતી મેળવવાની જરૂર છે. ઘણી જ્ઞાતિએ પોતપોતાની મૂળ ઉત્પતિ શોધી કાઢી પુસ્તકદ્વારા બહાર પાડી પોતપોતાના મૂળ વૃતાંતથી દરેકને જાણીતા કીધા છે. અને તેમ આપણે પણ આપણી જ્ઞાતિને તેવી બાબતથી જાણીતી કરવાની જરૂર છે.

આપણી જ્ઞાતિમાં આજકાલ ઘણોજ કેળવણીનો અભાવ છે. જ્ઞાતિબંધુઓમાં ઘણીજ કુરતા અદયા અને આદીન જ્યાં ત્યાં જોવામાં આવે છે સ્વાર્થ પણ દરેકને મન છાઇ રહ્યું છે. દેખાદેખી જ્યાં ત્યાં ચાલુ રહી છે અદેખાઇનો પાર નથી, માન અને અપમાનનો હીસાબજ નથી, આવા કેળવણીના અભાવથીજ ઘણી હાનીને પ્રાપ્ત થઇ છે. અને કોઇ પણ સારા કાર્ય કરવાનું સુજતું નથી. આ ઉપરથીજ આ **જ્ઞાતિહિત** ભાગ ૧ લો એ નામનું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. કર્તાનો મૂળ ઉપદેશ જ્ઞાતિને સુધારવાનો છે તેમજ ખરૂં શું છે તે સમજાવવાનો છે. જે જે વિષયો અપુર્ણ છે તે આ પછીના જે જે ભાગોમાં બહાર પાડવામાં આવશે તેમાં સવિસ્તર હકીકત સાથે પૂર્ણ કરવામાં આવશે.

અમોને આશા છે કે આવા જ્ઞાતિના ભલા કાર્યમાં દરેક જ્ઞાતિબંધુઓ અને દરેક દેશાવર રજપુત ભોજરાજના વંશની જ્ઞાતિઓ તરફથી તેમજ તેમના આગેવાનો તરફથી ઉત્તેજન આપવામાં આવશે કે આ બાબતનો વધારે પ્રયાસ ચાલુ કરવામાં આવે.

શાંતીઃ અસ્તુઃ

લી.

**મોરારજી રૂગનાથ**

**જગજીવનદાસ કરશનદાસ મહેતા.**

પ્રકાશકો.



# રજપુત ભોઈરાજ

# જ્ઞાતિ હિત

## ભાગ ૧ લો.

જન્મી જગતમાં શું કર્યું ઉપકારનું સદ કામ તેં !

### હરીગીત છંદની ચાલ

મોઢી મજા માણી બહુ ફુલાઈને ફક્કડ ફર્યો
વદતો વડાઈ મુખથી આગળ થતાં એહી ડર્યો
કીધા ન કંઈ ઉપકાર ભાઈ લગાર વ્હાલી નાતને
જન્મી જગતમાં શું કર્યું ઉપકારનું સદ કામતે ૧.

જાતિ તણું અભિમાન નાવ્યું ખર્ચ ખોટા જઈ કરે
મુર્ખાઈથી પરના અરરે મુર્ખ જઈને ઘર ભરે
નિજ બંધુને ભુલી ગયો ભુલી ગયો નિજ ધર્મને
જન્મી જગતમાં શું કર્યું ઉપકારનું સદ કામ તેં ૨.

મિથ્યા કરી બકવાદ ડહાપણ ડોળતો મોટો થઈ
ગરીબો તણી ના દાદ શુણી આંધળો આંખે રહી
વિચાર કર બહુવાર હાની થાય છે આ તુજને
જન્મી જગતમાં શું કર્યું ઉપકારનું સદ કામતેં ૩

નિજ નાતમાં જઇ જોતપાસી બંધુઓ દુઃખથી રડે
અન્ન વસ્ત્રના સાંસા થકી પરને પન્નારે રડવડે
છાતી નથી કાં ફાટતી નીરખી સ્વજાતિ દુઃખને
જન્મી જગતમાં શું કર્યું ઉપકારનું સદ્ કામતેં ૪
થઇ ઉંચ કેરા બાળ કરતા કામ રે કાસદ તણું
રે રે શરમ ધિઃકાર એ અવતારથી મરવું ભલું
સૂધારવા નિજ કોમને હૈયે નથી બળ કાં તહને
જન્મી જગતમાં શું કર્યું ઉપકારનું સદ કામ તેં ૫
શુધ્ધ હેમ કેરૂં પાત્ર ઝાંખુ થઇ ગયું છે રાખથી
બળતું બળે છે પાયમાં જોતા નથી તે આંખથી
તે મૂળ કીર્તિ પ્રાપ્ત કરવા શું નથી ગમતું તહને !
જન્મી જગતમાં શું કર્યું ઉપકારનું સદ કામ તેં ૬

અપૂર્ણ

---

## આપણી ઓળખાણ

**વ્હાલા રજપુત ભોઇરાજવંશી જ્ઞાતિબંધુઓ !**

આજકાલ આપણી રજપુત ભોઇરાજ જ્ઞાતિ વિષે વિચાર કરીએ તો જણાશે કે આપણી કોમ એટલી બધી અધોગતિમાં આવી પડી છે કે તે જોઇ સુજ્ઞ અને વિચારવંત બંધુઓને પશ્ચાતાપ થયા વગર રહેશે નહી. તેનું કારણ એજ છે કે આપણુને બીજી કોમના માણસો ખારવા, ઢીમર અને બીજી ઉતરતી ક્ષુદ્ર જ્ઞાતિઓની પંક્તિમાં ગણે છે. તે શું આપણે શરમભરેલું

નથી ? ખરેખર ! તેવી કોમમાં આપણી ગણના થાય તો પછી આપણી મૂળ સ્થિતિ અને ગૌરવતાને મહાન ધક્કો પહોંચે છે. માટે નીચે સવિસ્તર હકીકત પ્રગટ કરવામાં આવી છે કે આપણે ક્ષુદ્ર કોમ જેવા ઉતરતી પંક્તિના નથી પણ રજપુત ( ક્ષત્રી ) છીએ અને તે જનસમાજને તથા આપણા અજ્ઞાન (અજાણ્યા) જ્ઞાતી બંધુઓની જાણ માટે નીચે મુજબ અવલોકન કરવામાં આવ્યુ છે.

આપણે કોણ છીએ તે વિશે હજી કેટલાક અજ્ઞાન બંધુઓ સમજતા નથી. માત્ર ભોઇરાજ છીએ એટલુંજ તેઓ જાણે છે; પણ ભોઇરાજ કેમ કહેવાયા અને કઇ જાતમાંથી ઉત્પન્ન થયા તે જાણવાથીજ આપણી ખરી હકીકત બીજાને સમજાવી શકાય એવા હેતુથી આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે.

(૧) પહેલાં તો આપણી જ્ઞાતિના ચાલુ રીતરીવાજોનું નિરિક્ષણ એટલે ધ્યાન દઇ વિચાર કરી જોવું તે કામ કરવાનું છે કે અમુક અમુક રીતરિવાજ શા કારણથી દાખલ થયા હશે અને તે દાખલ કરવાનું મહત્વ શું હશે તે ઉપર લક્ષ આપવાથી મૂળ વસ્તુ ઉપર પ્રકાશ પડે છે. આપણા વડવાઓએ જે રીતરિવાજો દાખલ કર્યા તે વિચારીનેજ કર્યા હશે. અગર જાત ભાત અને રૂઢીના અંગે પરંપરાથી ચાલતા આવતા રીવાજો કાયમ રાખ્યા હશે. અથવા વખતને અંગે તેમાં જોઇતા સુધારો વધારો પણ કર્યો હોવો જોઇએ. પણ એટલું તો કહેવુંજ પડશે કે જે જે રીતરીવાજો દાખલ થાય છે તે મૂળ સ્થિતિના છેડા ઉપર લઈ જાય છે કારણ કે રીત

રીવાજો જાતના ગુણ અને સ્વભાવ દર્શાવનારા હોય છે. કહ્યું છે કે જાતનો સ્વભાવ નાશ થતો નથી "તુખમે તાસીર" એટલે જેના વીર્યથી જે ઉત્પન્ન થાય તેવા ગુણો તે માણસને લાગુ પડે છે એટલે રીતરીવાજો જોવા જરૂરજ છે કે જે ઉપરથી મુળ વસ્તુને પ્રાપ્ત કરી શકીએ !



## રજપુત ભોઇરાજ જ્ઞાતીના રીતરીવાજો.

(૧) કસુંબો ! કસુંબો અફીણને એક ખરલમાં વાટી નાંખવામાં આવે છે. અને તે વાટતાં વાટતાં અંદર પાણી નિયમસર નાખવામાં આવે છે: અર્થાત અફીણને પાણીમાં ગાળી નાંખે છે તેવા ગાળી નાંખેલાં અફીણના પાણીને એક ત્રણ પાયા વાળી સુંદર લાકડાની ઘોડી વચ્ચે જાડા અને સ્વચ્છ કપડાંની ગળણી લટકાવેલી હોય છે તે ગળણીમાં નાંખી ગાળીને નીતારવામાં આવે છે, તે નીતારવાળું પાણી નીચેની સુંદર રૂપાની કે પીતળની અડાણીમાં પડે છે. આ પ્રમાણે તે અફીણનું પાણી લાલ ગુઢા રંગનું તૈયાર થાય તેને કસુંબો કહે છે. અને તે કસુંબો સભામાં થોડા થોડા ભાગે દરેક માણસને પીવરાવવામાં આવે છે. હિંદુસ્તાનના ઘણા રાજા રાણાઓની કચેરીમાં આ પ્રમાણે કાવા કસુંબા હજી પણ કાઢવામાં આવે છે.

(૨) આ કાવા કસુંબાની રીત મૂળ તો રજપુતોમાંજ હતી પણ જેમ જેમ આ બાબતનો વધારે પ્રચાર થતો ગયો તેમ તેમ

બીજી કોમમાં પણ દાખલ થયો પણ રજપુતોની કાવા કસુંબા કાઢવાની રીત તો રજપુતોએજ જાળવી રાખી જે બીજી કોમમાં જોવામાં આવતી નથી. કારણ નકલ કરવામાં અકલ હોતી નથી એટલે રજપુતોની રીત રજપુતોજ જાણે. પણ કસુંબો તો બધામાં દાખલ થયો હતો. હાલમાં જેમ ઠેકાણે ઠેકાણે પરદેશી ચીજો, પહેરવેશ, અને સુધારામાં આપણા ભારતવાસીઓ પશ્ચિમની બરાબર થવા મથન કરી રહ્યા છે; પણ તેમ કરતા પહેલાં તેઓ પોતાના ધર્મ, ગુણ કર્મ ભુલી જઈ પશ્ચિમની પ્રજાનું તત્વ મેળવી શક્તા નથી, અને **अतो भ्रष्ट ततो भ્રष्ट** થાય છે. તેમજ ઉપરની બાબતમાં થયું છે. પણ " જાત વિના ભાત નહી " તે પ્રમાણે ખરૂં તો રહસ્યનો જાણનારાજ જાણે છે હાલમાં જેમ ચાહ ટીકીન નો ચાલ છે તેમ આગલા વખતમાં એટલે ૫૦ થી ૧૦૦ વર્ષ ઉપર કાવા કસુંબાનો ચાલ હતો. પણ તે ચાલ માત્ર રજપુતોનોજ હતો નહીં કે દરેક જાતમાં પણ ક્રમે ક્રમે તે ચાલ બીજી કોમમાં શરૂ થયો હશે.

(૩) રાજા રાણીની કચેરીમાં. ગરાસીયાઓની ડેલીમાં, અને જાગીરદારોની હવેલીઓમાં આગળના વખતમાં કાયમી કાવા કસુંબા નિકળતા હતા, અને હજી પણ ઘણે સ્થળે નીકળે છે. આ વખતે કચેરીમાં, કે ડેલીમાં. ભાયાતો, જાગીરદારો, ગરાસીયા, પટેલો વીગેરે હાજર રહે છે. ભાટ ચારણો, જોષીઓ, ગવૈયા, કંચનીયો. ભિક્ષુકો વિગેરે આશ્રયીઓ પણ હાજર થાય છે. અને દરેક પોતાનું કાર્ય ક્રમવાર બજાવે છે. રાજદ્વારી બાબતોનો નિર્ણય પણ તે વખતેજ

થતો, દુશ્મનો સામે પગલાં ભરવા પણ આ વખતેજ ઠરાવ થતો હતો. ગરાસીઆમાં તેમ ભાયાતોમાં માંહે માંહે તકરાર થાયતો તેના શાંન્તવન માટે કાવા કસુંબા કાઢવામાં અને કચેરીમાં બને પક્ષના વ્યકતોને સામાસામા બેસાડી એકમેકને હાથે કાવા કુસુંબા પીવરાવવાથી કલેશનો અંત આવ્યો તેમ સમજાતું. કાવા કસુંબા તે એક રાજવંશીનું શાન્તીદુજનુ ચિન્હ છે. હવે આપણી ભોઇરાજ જ્ઞાતીમાં દરેક વખતે નાત ભેગી થાય ત્યારે કસુંબો કાઢવામાં આવે છે અને વધારે દ્રઢ ઠરાવ તો એ છે કે કોઇ જ્ઞાતી બંધુએ કાંઇ પણ ગુન્હો કર્યો હોય તે વખતે નાત નિર્ણય કરવા ભેગી મળે ત્યારે ન્યાય લેનાર માણસો કસુંબાને માટે અમુક પૈસા આપવા પડે છે અને કસુંબો આવ્યા બાદજ નાત ભેગી થવા કબુલ કરે છે જે રીવાજ રજપુત જાતીના સ્વભાવ પ્રમાણે બધી બીજી કોમ કરતાં રૂઢ છે.

અને તેની ખાત્રી નાતના ચોપડાઓમાં વર્ષોના વર્ષો થયા ચાલતા આવેલા કસુંબા ખાતાથી વધારે ખાત્રી થાય છે. કે તે લક્ષણો રજપુત રીત રીવાજને મળતાં છે. આ ઉપરથી તેમજ લગ્ન ક્રિયા વખતના કેટલાક વ્યવહારોમાં વધારો ઘટાડો યા ફેરફાર થયો છે. પણ મૂળ વ્યવહારનાં ચિન્હો ભુલીજવાયાં નથી. દીકરીને દાયજો આપવો જેને બીજી કોમો કરીઆવાર કહે છે પણ આપણામાં હાલ દીકરીને વસ્ત્ર દાગીનાં યથા શક્તિ આપવામાં આવે છે તો પણ દાયજો કહેવાય છે. કન્યા વિક્રય થતો નથી જો કે દેશાવરમાં હાલ માંડવો ( જાનનું ખર્ચ ) લેવામાં આવે છે

પણ મુંબઇની બાર ગામની નાતમાં અત્યંત ગરીબ માણસ કન્યાના સાસરીયાં તરફથી એક પાઇ પણ લેતાં નથી. એ બાબત પણ આપણી ઉચ્ચતા પ્રગટ કરે છે.

ખારવા ઢીમર કે તેવી ઉતીર્ણ ક્ષુદ્ર જાતોમાં સ્ત્રિયો લાજ ( ઘુંઘટો ) કાઢતી નથી પણ ખુલ્લે મ્હોઢે ફરે છે. પણ આપણી જ્ઞાતીમાં દેશાવરના તમામ ગામોમાં લાજ કાઢવામાં આવે છે. અને આપણી જ્ઞાતીમાં કેમ ચાલ હોવો જોઇએ ! જો આપણે ક્ષુદ્ર વર્ણ હોઇએ તો પછી ક્ષુદ્ર કોમની માફક લાજ કાઢવી જોઇએ નહીં પણ રજપુતોને ઓજલ રાખવાનો ધારો જુના વખતથી ચાલ્યો આવે છે અને હાલમાં પણ કાઠીયાવાડમાં ઘણા રાજા, રાણા કાઠી રજપુતોમાં સ્ત્રીઓને ઓજલ ( પડદાનશીન ) રાખવામાં આવે છે. પણ નાના ગરાસીયા, જાગીરદાર રજપુતોએ તો ગમે તેટલી અગવડતા વેઠી હજી સુધી તે રજપુત કોમને શોભા રૂપ અને મર્યાદાનું મહાન જંજીર જેમનું તેમ જાળવી રાખ્યું છે ધન્ય છે તેવા રાજરત્ન વિરનરોને કે જેઓ ગરીબી સ્થિતીમાં પોતાને હાથે ભાણા ભરી પોતાના ઘરના મલાજાને તોડી રાજપુત્રીઓને બહાર પગ દેવા દેતા નથી.

હવે આપણે આપણી બાબતપર આવીએ તો એવું અનુમાન થાય છે આપણા વંશજો એક રજપુત શાખામાંથી ઉતરી આવેલા છે. જેનુ વર્ણન આગળ આપવામાં આવશે. પણ આપણે રજપુત હોવાથી ઓજલ તો હોવી જોઇએ એમ કોઇ કહેશે તો જણાવવાનું કેઃ સમયને અંગે મુસ-

સમાન બાદશાહોની અંધાધુનીમાં જ્યારે આપણા વડવાઓ ગરીબ હાલતમાં આવી પડ્યા હશે ! અને તેવા કુ યોગને લઇ મુશલમાનોના હુમલાથી જાન માલ, અને ધર્મ તથા દીકરીઓના શીયળ રક્ષણને માટે નાસભાગ કરતા આ બાજુ આવી વશ્યા ત્યારે ઓજલ જાળવવી એ ગરીબ સ્થિતીને અંગે અગડવતા રૂપ થવાથી. ઓજલ છોડી ઓજલના ચિન્હ તરીકે લાજનું ભૂષણ સાચવી રાખવા સુગમતા ભર્યું લાગવાથી લાજનો ધારો દાખલ કરવામાં આવ્યો હોય તો તે સર્વ માન્ય ગણી શકાય એ બનવા જોગ છે. આ ઉપરથી પણ થોડી ઘણી સિધ્ધતા થાય છે કે આપણે રજપુત છીએ ! હવે આપણે ઇતિહાસીક આધારો સબળ હોવાથી રીતરીવાજો વિષે વધારે વિવેચન કરવા જરૂર નથી.

## રજપુત ભોઇરાજ વિષે દંતકથા.

આપણી જ્ઞાતીના વયોવૃદ્ધ પુરૂષોપાસેથી નીચે મુજબ દંતકથા સાંભળવામાં આવે છે કે પૂર્વ કાળને વિષે મારવાડમાં ભોઇ રજપુત રાજા વિક્રમશી નામે થઇ ગયો આ રાજા શંકર ભગવાન્ ( મહાદેવ ) નો અનન્ય ભક્ત હતો. એક વખત તે રાજા રાત્રે સુતો હતો તેના સ્વપનામાં સોરઠી સોમનાથ મહાદેવે જઇ કહ્યું, હે રાજા ? તું મ્હારો પરમ ભક્ત છો. હું તારા ઉપર પ્રસન્ન છું માટે વર માગ ! વર માગ ! ત્યારે રાજાએ કહ્યું કે હે ભોલાનાથ ! અમને મુસલમાનો વિધર્મી બનાવવા અત્યંત જુલમ ગુજારે છે તો તેઓ મને હેરાન ન કરે તેવું વરદાન આપો. શંકર ભગવાને કહ્યું કે તસ્થાતુ ! પણ હે રાજા તારે

એક કામ કરવું પડશે તે એવું છે કેઃ— મ્હારા ઉપર હમેશાં પવીત્ર ગંગાજળની ધારા થવી જોઇએ અર્થાત દરરોજ ગંગાજળનો અભિષેક થવો જોઇએ. કારણ સોરઠમાં આ વખતે સારી બરોબર સેવા પુજા થતી નથી. આ ઉપરથી રાજાએ કહ્યું કે મહારાજ હું આપના મંદીરથી એટલે સોરઠથી ઘણો દુર દેશનો રાજા છું તો પણ હું બનતી તજવીજે સોરઠના રાજા સાથે સમજુત કરી ગંગાજળનો બંદોબસ્ત કરીશ. આ વૃતાંત બન્યા પછી રાજાએ સહવારમાં સભા ભરી સ્વપ્નાનીવાત કરી અને તે પ્રમાણે બંદોબસ્ત કેમ કરવો તેનો વિચાર કરતાં છેવટ નકી એમ થયું કે સદરહુ ભોઈ રાજાના વંશના ગરાશીયા ભાયાતો પીત્રાઇઓએ તે કામ કરવા બીડું ઝડપ્યું અને ૧૦૦ એકસો પુરૂષ ભોઈ રજપુત વંશના તૈયાર થયા તે બધા નવલોયા રાતા માતા યુવાન હતા. સોરઠી સોમનાથથી કાશીપુરી ૩૦૦ ગાઉ આશરે દુર છે એટલે કાશીથી તે સોરઠી સોમનાથના મંદીર સુધી એમ ત્રણત્રણ ગાઉ ને છેટે એકેક ઉપર લખ્યા પ્રમાણેનો યોદ્ધો કાયમ નીવાસ કરી રહ્યો હતો. કાશીથી કાવડો એક પછી એક આવવા લાગી તે એવી ગોઠવણથી કે દરરોજ એક ગંગાજીની ભરેલી ગાગરો વાળી કાવડો સોમનાથ પહોંચવા લાગી. અને તેથી સોરઠી સોમનાથ મહાદેવ ઉપર ગંગાજળના અભિષેક થવા લાગ્યા. આમ થયા પછી કેટલેક વરસે તે વિક્રમસી રાજાની દીકરીને દીલ્લીનો બાદશાહ પરણવા આવવાનો હતો. પણ વિક્રમસીએ દીકરી એક યવન જાતમાં. આપવી તે કલંક રૂપ છે એમ સમજી બાદશાહને ના પાડી આથી બાદશાહે લડાઈ કરી પણ વિક્રમસીએ સોમનાથ મહાદે-

વનું સ્મરણ કર્યું તેથી શંકરના પોઠીઆના મોઢામાંથી ભમરા નીકળ્યા અને તે ભમરાઓ બાદશાહના માણસને કરડવા લાગ્યા. જેથી બાદશાહનું લશ્કર પાયમાલ થઇ ગયું અને બાદશાહ હારી જઈ ભાગી ગયો, ને વિક્રમસીની જીત થઇ. ઇત્યાદી. આ પ્રમાણે દંત કથા કહેવામાં આવે છે પણ તેમાં કેટલી સત્યતા છે તે આપણે આગળ ઉપર ઇતિહાસીક દાખલાઓમાં શું છે તે તપાસ્યા બાદ કહી શકશું. કારણ ઇતિહાસીક દાખલાએ સિદ્ધ દ્રષ્ટાંત છે. પણ આવી દંત કથાઓ પણ કેટલીક વખત વધારે અજવાળું પાડે છે એ કાંઇ અતિશયોક્તિ ભરેલું નથી પણ ખરૂં કારણ પાછળથી જણાશે.



## ઇતિહાસિક બાબત,

પૂર્વ કાળમાં આર્યાવૃતના ઉત્તર તથા પૂર્વ પ્રદેશમાં ઘણે ઠેકાણે રજપુત ભોઇરાજ વંશજોના છુટાં છવાયાં ગરાસ, જાગીરો, અને નાનાં નાનાં રાજ્યો હતાં એમ કેટલાક ઇતિહાસોમાં કે ઇતિહાસીક નોવેલોમાં દ્રષ્ટીગોચર થાય છે.

જગન્નાથની મૂર્તિ નામક ગુજરાતી છાપાની ભેટના પુસ્તકમાં છેવટના ઉપસંહારમાં પાનાં ૨૧૨ માં લખેલું છે કેઃ—

"સત્તરમી સદીના આરંભમાં ફનાઈ વિદ્યાધરનો પુત્ર અને "ભોઇ" રાજવંશનો આદી પુરૂષ ગજપતી

રામચંદ્ર દેવ સિંહાસને વિરજમાન થયો તેણે કુજંગથી નાભી ભાગ મગાવી ને શ્રી જગન્નાથ દેવની પુનઃ સ્થાપના કરી."

આ ઉપરથી જણાય છે કે પૂર્વ હીન્દુસ્તાનમાં અને બંગાળાને લગતી બાજુમાં ભોઇરાજ વંશી પુરૂષોના રાજ્યો હતાં વળી તેજ છાપાની ભેટનું પુસ્તક નામે "**રૂપ નગરની રાજ કુમારી**" માં જાણાવેલું છે કે. રૂપ નગરના રાજા વિક્રમસિંહ સોલંકીની પુત્રી ( ચંચલ કુમારી ) ને પોતાના જનાનખાનામાં બેગમ બનાવવા માટે દિલ્હીના મોગલ બાદશાહ ઔરંગઝેબે રાજા વિક્રમસિંહ પાસે માગણી કરી હતી. વિક્રમસિંહે તે માગણી બાદશાહના સૈન્યબળની વિપુલતા જાણી, તેમજ પોતાનું નાનું રાજ હોવાથી, લડાઇ કરવા લાભ નથી એમ સમજી, યાતો પ્રજા ઉપર જુલમી મુસલમાન લશ્કર જુલમ ગુજારશે. એવા મજબુત કારણોથી ઘણીજ લાચારીએ કબુલ કરી હતી, પણ તે બાબત ચંચલ કુમારીને ખબર મળતાં પોતે એક યવન જાતિના પુરૂષની પત્નિ થઇ શકે નહી, અને તેમ થાય તો આર્યાવૃતના મહત્વને ધકકો પહોંચે છે તેમજ એવું કલંકીત પગલું એક વીર બાળાને અછાજતું છે એમગણી ઉદેપુરના રાણા રાજસિંહ ઉપર પત્ર લખી તે વિરાંગનાએ રાણાની મદદ માગી અને તેજ પત્રમાં રાણાને પતી તરીકે કબુલ કર્યો. આ પત્રમાં તે વિજયવંત થઇ, ઇશ્વરે સામું જેયું અને રાણા રાજસિંહ ગમે તે યત્નો કરી ચંચલાને પોતાની રાજધાનીમાં રાજ મંદીરમાં લઇ ગયો અને ચંચલાનું સત્ય પરમાત્માએ રાખ્યું !

આ બાબતની ઔરંગઝેબને ખબર પડતાં અને પોતાની ધારેલી બાજીધૂળ થતાં બાદશાહ રાણા રાજસિંહનું વેર લેવા મોટા પડાવ સાથે તેમજ રસાળા સાથે અને જનાનખાનાની સ્ત્રિઓ સાથે ઉદેપૂર ઉપર લડાઇ કરવા તૈયાર થયો. ઔરંગઝેબ ઉદેપુર રાજ્યની હદમાં કરાડ અને પર્વતોવાળા પ્રદેશમાં દાખલ થયો. આ વખતે રાણો રાજસિંહ પણ બાદશાહની વાટ જોઇ ભેદી પર્વતોની ટેકરીઓ ઉપર લશકર લઇ હાજર હતો. આ વખતે ઔરંગઝેબનું લશકર બે પર્વતોની વચ્ચેના ભાગમાં દાખલ થયું ત્યારે રાણા રાજસિંહે ઔરંગઝેબને લશ્કર સાથે એટલો બધો મુંજાવ્યો કે નીચેનું થોડું વર્ણન લખવા જરૂર પડે છે અને તે માટે તે પુસ્તકના કર્તાની માફી ચાહીએ છીએ. ઔરંગઝેબ જેવો મહાન બાદશાહ રજપુતોના હાથમાં સપડાઇ જતાં કેવી સ્થિતીમાં આવી પડયો હતો તે નીચેની હકીકત પરથી સમજાશે અને તે રજપુતો બીજા નહીં પણ રજપુત ભોઇરાજ વંશનાં હતા.

રૂપ નગરની રાજકુમારી નામના ઇતિહાસીક નોવેલમાં, આઠમાં ખંડના બીજા પ્રકરણમાં પાના ૧૮૦ માં નીચે મુજબ લખેલું છે.

"બીજી મોટી આફત એ હતીકે સામેના પર્વત ઉપર થોડી સપાટ ભુમી હતી તેના ઉપર છાવણી નાખી. રાણો રાજસિંહ પડયો હતો. આથેથી મુસલમાનોને પાછા ફરતા, તે જોઇ શકયો હતો, અને તેથી પોતાની તોપો તૈયાર કરી બરાબર તેમની સામે ત્હેણે ગોઠવી મુકી હતી. તે તોપના

ત્હેણે હવે માર કરવામાંડ્યાં. ઝાડની દીવાલ કુદાવી રાજસિંહની તોપના ગોળા મોગલ સેનામાં પડવા માંડ્યાં અને હાથી ઘોડા પાયદળ, સેનાપતી એક પછી એક મરવા લાગ્યાં જેમ જેમ ગોળા આવતા ગયા તેમ તેમ સીપાઇઓ નેળમાં પાછા હડતા ગયા. વડવાનળ ગરમીથી ક્રુર સાપ જેમ પોતાના શરીરનું ગુંછળું વાળતો વાળતો પાછો દરમાં પેસતો જાય છે તેમ મુસલમાનો નેળ રૂપી પોતાના દરમાં છુપાવા લાગ્યા.”

“શહેનશાહ પોતે પોતાના માથા પરનો હીરામણી જડેલો મુગટ કાઢી આઘે નાંખી દીધો પોતે જમીન પર બેસી ગયો અને ત્યાંથી પથ્થરનાં કાંકરા લઇ પોતાના માથા પર મારવા માંડ્યા. શું દીલ્લીનો બાદશાહ, દીલ્લીની ફોજ રજપુત ભાઇઓને હાથે પાંજરામાં પડેલી ઉંદરની સ્થિતીમાં આવી મૂકાય એ વિચારથી જેના મનને અણહદ કલેશ થયો અને તે પણ કેવી સ્થિતીમાં ? કે જ્યાં પોતાના જીવનું રક્ષણ કરવા એક ઉંદર સરખાનો ભક્ષ મળવો મુશ્કેલ થઈ પડયો.”

વળી તેજ પુસ્તકના ખંડ ૮ માં પ્રકરણ ૫ પાનાં ૧૮૯ માં લખેલું છે કે:–આવી રીતે જ્યારે ઔરંગઝેબની માનીતી બેગમ ઉદેપુરી જે એક ક્રિશ્ચિયન ઓરત હતી તેણીને ઔરંગઝેબના ભાઈ “દારા” એ વેચાતી લીધી હતી, તેનું નામ ઔરંગઝેબે ઉદેપુરી રાખ્યું હતું; કારણ ઉદેપુરવાળા રાણાઓએ મુસલમાન બાદશાહોને દીકરી આપી નહોતી તે દ્વેષને લીધેજ

આ ક્રિશ્ચિયન ઓરતનું નામ ઉદેપૂરી રાખવામાં આવ્યું હતું તે ઉદેપૂરી તથા ઝેબ ઉન્નીસા જે ઔરંગઝેબની દીકરી તેને રાણા રાજસિંહે કેદ પકડી લીધી અને એ બન્ને જણીને પોતાના ઉદેપૂર માંહેના રાજ મંદીરમાં ચંચલ કુમારી પાસે મોકલી દીધી. એક વખત ઉદેપૂરીએ ચંચલ કુમારીને કહ્યું, તમો કેટલી સોના મહોર લઈ અમારો છુટકો કરો ? ત્યારે ચંચલ કુમારીએ કહ્યું કે **"જો બાદશાહ આખા હિંદુસ્તાનમાંની મસજીદો દીલ્લીની જુમ્મા મસજીદ સુદ્ધાં ભાંગી નાંખે, પોતાનું મયુરાસન અહિં મોકલી આપે, અને દરેક વર્ષે અમોને ખંડણી આપવાનું કબુલ કરે તો હમણા તમોને છોડી દઉ"** ત્યારે ઉદેપૂરીને બહુ ગુસ્સો આવ્યો ને તે રોશમાં બોલી કે, "**ગમાર ભોઇઓના ઘરની છોકરીઓની આવી તાકાત જોઈ હુ અચંબો પામું છું** એમ બોલી તે ઉઠીને ચાલવા માંડી રાજકુમારી (ચંચલ) હસીને બોલી કે કયાં જાઓછો ગામડાના ગમાર લોકોની સ્ત્રીનાં કેદી થયાં છો, પછી એક દાસીને બોલાવીને કહ્યું કે આમારી નવી ગુલામડીને બધી રાણીઓ પાસે ફેરવી બતાવી આવ અને જોડે એનું ઓળખાણુ આપવા કહે જે દારા શાહજાદાએ એને પાણીને મુલે ખરીદી હતી !

આવી રીતે ઔરંગઝેબની બેગમ ઉદેપૂરી તથા જેબ ઉન્નીસા બને રાજસિંહને ત્યાં કેદ થવાથી. ઔરંગઝેબે સલાહ કરવાનું કહેણુ મોકલ્યું. આ ઉપરથી સલાહ થઇ અને ઔરંગઝેબની બેગમ તથા તેની પૂત્રી ઝેબ ઉન્નીસા ઔરંગઝેબને સોંપવામાં આવ્યા હવે સલાહની શરત મુજબ ઔરંગઝેબે ઉદેપૂરના રાજની હદ છોડી ચાલ્યા જવું જોઇએ પણ ઔરંગઝેબે

બેગમ અને પુત્રી હસ્તગત થયા પછી પાછી લડાઈ શરૂ કરવા તૈયારી કરી ત્યારે રાણા રાજસિંહે કહેવડાવ્યું કેઃ શું બાદશાહ સંધીપત્ર ઉપર પગ દઇ ફરીથી લડાઇ કરવા માગે છે તે વાજબી છે? ત્યારે બાદશાહે જવાબ મોકલ્યો કેઃ **ભોઇઓ જોડે વળી બાદશાહને સંધી કરવી સંભવે પણ ખરી"?** "જ્યાં સુધી બાદશાહને તેની રૂપ નગરવાળી રાજકુમારી પાછી મળશે નહીં ત્યાં સુધી તમારે તહમારા ગુનાની માફીની આશા રાખવી નહીં ! એ સાંભળી રાણો રાજસિંહ હસી પડ્યો ને બોલ્યો કે" "હજીતો હું જીવતો બેઠો છું માટે કાંઇ ફીકર નહીં" આ પ્રમાણે થયેલી સલાહનો ભંગ કરી ઔરંગઝેબે ફરી લડાઇ કરી તેમાં પણ ઔરંગઝેબની સખત હાર થાય છે. અને દીલ્હી તરફ નાસવું પડે છે. ( જુઓ તેજ રૂપનગરની રાજકુમારી નોવેલ ખંડ ૮ પાનાં ૨૧૧ પ્રકરણ ૧૨ માં. )

ઉપર મુજબ રજપુત ભોઇઓનું વૃતાંત આપણે ઇતિહાસીક નજરે મળી આવે છે. તે ઉપરથી આપણે તેજ રજપુત ભોઇરાજ વંશના છીએ એ બીન તકરારે સાબીત કરી શકીશું પૂર્વ કાળમાં રજપુત ભોઇ થઈ ગયા છે એ નિંવિવાદ છે તો પછી બીજી કોમની માફક આપણે ખોટા લાકડાં ઉભાં કરી તેમજ શાસ્ત્ર કે પુરાણોના શ્લોક ઉપરથી મળતી રાશીના નામો ખોલી તે ઉપરથી. બંધબેસ્તા અર્થો કરે છે તેમ કરવા આપણને કશી જરૂર જણાતી નથી. આપણે તો ઉપર લખ્યા પ્રમાણે ભોઇરાજ રજપુતોના વંશના છીએ એટલેજ નિર્ણય કરવાની જરૂર છે. તે આગળ ઉપર ચોકસ જણાવીશું.

આપણી જ્ઞાતી રજપુત ભોઇ વંશમાંથીજ ઉતરી આવી છે.

તે ચોકસ છે અને તેની એ લખી હકીકતથી સ્પષ્ટ સમજાશે. કે ઔરંગઝેબ થયો તે પહેલાના વખતમાં અને ત્યાર પછીના વખતમાં મુસલમાની સત્તાનો આર્યાવૃત ઉપર સબળ અને ઝાંખો સેતારો ચમકી રહ્યો હતો આ વખતે હીન્દુઓની સ્થિતી દરેક રીતે સંકટમય હતી પ્રજાના મન કોઈ પણ રીતે સ્થીર ન હોતાં એટલે રાજાના ઘણા રજપુત રાજાઓની સ્થિતી ભયંકર હતી તો પછી ગરાસીયા, નાનાં જાગિરવાળા જાગીરદાર ઠાકરડા. અને પ્રજાની હાલત કફોડી હોય તેમાં નવાઇ શું ? આ વખતે મુસલમાન શીવાયની કોઇ પણ વર્ણની પ્રજા કે ગરાસીયા, કે જાગીરદારો પોતાના રહેઠાણની જગ્યા મુકરર કરી શકયા ન હોતાં મુસલમાનોના ત્રાસદાયક અને આતતાયી હુમલાઓથી પ્રજાના મન ઠેકાણે ન હોતાં. પ્રજા જાન, માળ, ધર્મ, અને પોતાના સ્ત્રિ બાળકોના રક્ષણ માટે જ્યાં ત્યાં ભટકતી દશામાં હતી. ગરાસીઓને તો પ્રજાની વિટંબણા કરતાં વધારે વ્યાધીએ હતી કે પોતે રજપુત હોવાથી. પોતાની પુત્રીઓના રક્ષણની વધારે કાળજી રાખવી પડતી હતી એટલે કેટલાક રજપુત ગરાસીઆઓ મુસલમાનના વધારે પગ પેસારાવાલા પ્રદેશનો ત્યાગ કરી સ્ત્રિ બાળકો લઇ અન્ય દેશોમાં ફરવા લાગ્યા હતા ! તેજ મુજબ આપણા વડવાઓ રજપુતાના છોડી આ બાજુ કાઠી આવાડમાં આવી વશ્યા હોય તે બનવા જોગ છે.

(અપુર્ણ.)



# પત્નિ પ્રત્યે પ્રતિની ફરજ.

જેમ કુલીન સ્ત્રિઓએ પોતાના પ્રાણ પ્રિય વિષે અપ્રતિમ પ્રેમ રાખવો જોઇએ તેમજ કુલીન પુરૂષોએ પોતાની (ધર્મ પત્નિ) પરણેલી સ્ત્રિ વિષે અપ્રતિમ પ્રેમ રાખવો જોઇએ કુલીન પુરૂષોએ પોતાની ધર્મ પત્નિનેજ પોતાની પ્રિતિ પાત્ર ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મ પત્નિનેજ ઘરની શોભા ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની સ્ત્રિનેજ વિશ્વાસ પાત્ર ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મ પત્નિને પોતાની પ્રાણ પ્રિયા ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મ પત્નિનેજ ધર્મમાં સહાય રૂપ ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મ પત્નિનેજ અર્થમાં સહાય રૂપ ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મ પત્નિનેજ કામમાં સહાય રૂપ ગણવી જોઇએ, અને કુલીન પુરૂષોએ પોતાની ધર્મ પત્નિનેજ પોતાનું સુખ, સર્વસ્વ, પોતાનુ સંસાર સર્વસ્વ અને પોતાનું જીવિત સર્વસ્વ ગણવું જોઇએ. ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા. પુરૂષોએ પોતાની ધર્મ પત્નિનુંજ મન, કર્મ અને વચનથી હીત કરવું જોઇએ. પોતાની ધર્મ પત્નિ ગુણવાળી હોય કે નિગુણી હોય, સુંદર રૂપવાળી હોય કે કુરૂપવાળી હોય, નિરોગી હોય કે રોગી હોય, જ્ઞાનવંત હોય કે અજ્ઞાની હોય, વિદ્યાશાળી હોય કે મૂર્ખ હોય, કાંણી હોયે કાળી હોય, બહેરી હોય કે બોબડી હોય, લુલી હોય કે પંગુલ હોય અને આંધળી હોય કે મુંગી હોય તો પણ ઉત્તમ કુલના પુરૂષોએ તે તરફ ઉત્તમોત્તમ પ્રિતી રાખવી જોઇએ. તેનેજ પોતાનું અર્ધાંગ ગણવી

જોઇએ, તેનેજ વિશ્વાસ પાત્ર કરવી જોઇએ, તેનેજ ઘરનો સઘળો કાર્યભાર સોંપવો જોઇએ અને તેનેજ પોતાના પ્રાણ જેવી પ્રિય કરવી જોઇએ. જેમ કુલીન સ્ત્રિઓએ પોતાના પતિ શીવાય બીજાનું મુખ જોવું ન જોઇએ! તેમજ કુલીન પુરૂષોએ પોતાની સહચારિણી ધર્મ પત્નિ શીવાય બીજી સૌંદર્યવતી કે બીજી કોઇ પણ સ્ત્રિનું મુખ જોવું ન જોઇએ. કુલીન સ્ત્રિઓ પોતાના પતિતરફ સદભાવથી વર્તે તેવીજ રીતે કુલીન પુરૂષોએ પોતાની ધર્મ પત્નિ તરફ સદભાવથી વર્તવું જોઇએ. કુલીન સ્ત્રિ પોતાના પતિ તરફ જે જે ફરજો બજાવે છે, તેવીજ ફરજો કુલીન પુરૂષોએ પોતાની ધર્મ પત્નિ તરફ બજાવવી જોઇએ. જેમ કુલીન સ્ત્રીઓ પોતાનું એક પતિવૃતપણું જાળવી રાખે છે, તેમજ કુલીન પુરૂષોએ પોતાનું એક પત્નિવૃત પ્રાણાંત સુધી સબળ રાખવુ જોઇએ.

પુરૂષ પોતાની ધર્મ પત્નિનું પાણી ગૃહણ કરવાની વેળાએ. નાત, જાત, પુરોહીત અને અગ્નિ દેવને શાક્ષી રાખી પ્રતિજ્ઞા કરે છે કે "**धर्मेष्वर्थेषु कामेषु सहचरेयं सहचरेयं सहचरेयम्**" "ધર્મોમાં, અર્થોમાં, અને સુખોમાં હું અમારી ધર્મ પત્નિને સાથે રાખીશ. સાથે રાખીશ. સાથે રાખીશ. તે પ્રતિજ્ઞા યાવત જીવિત પુરૂષોએ પાલવી જોઇએ અને પ્રતિજ્ઞા પાલવામાં મુખ્ય કામ એક પત્નિ વૃતનું છે. માટેજ કુલીન પુરૂષોએ પોતાના પ્રાણ જાય તો પણ એક પત્નિ વૃત છોડવું નહીં. પોતાની ધર્મ પત્નિ શિવાયની પર સ્ત્રિયોને મન, કર્મ, વચનથી પોતાની માતા રૂપ, બહેન રૂપ અને દીકરી રૂપ માનવી એ એક પત્નિ વૃત કહેવાય છે.

એ વૃતનો ભંગ સ્વપ્નામાં પણ કરવો નહીં. એ વૃતના ભંગથીજ રાજાઓ, મહારાજાઓ અને રાજાધિરાજો પણ મોટા દુઃખ દરિયામાં ડુબી મુવા છે, ડુબી મરે છે અને ડુબી મરશે. એ વૃતના ભંગથીજ ઉંચ કુળના મનુષ્યો નિચ કુળમાં ગણાય છે. એ વૃતના ભંગથીજ વિદ્વાનો મુર્ખ ગણાય છે, એ વૃતના ભંગથીજ પ્રમાણીક માણસો અપ્રમાણીક ગણાય છે, એ વૃતના ભંગથીજ વિરપુરૂષોનું વિરત્વ અને વીર્યહીન થાય છે, એ વૃતના ભંગથીજ ધીરપુરૂષોનું ધીરપણું અસ્ત થઇ જાય છે, અને એ વૃતના ભંગથીજ ગંભીર માણસોનું ગાંભીર્ય ગુમ થાય છે, એ વૃતના ભંગથીજ શાન્ત પુરૂષોનું શાન્ત મન ક્રોધી બને છે, એ વૃતના ભંગથીજ સંપ હોય ત્યાં કુસંપ થાય છે એ વૃતના ભંગથીજ સદ્ગુણોને બદલે દુર્ગુણો પ્રાપ્ત થાય છે. એ વૃતના ભંગથીજ પૂન્યનો નાશ થઇ પાપનો સમુહ વૃદ્ધિ પામે છે. એ વૃતના ભંગથી નિરોગી રોગયુકત બને છે અર્થાત સ્ત્રીએ એક પતિવૃત અને પુરૂષે એક પત્નિવ્રત પાળવું જોઇએ અને તે વ્રત પાળે નહીં તો અત્યંત પાપના ભોકતા થઇ મહા કષ્ટ ભોગવે છે.

સ્ત્રી અને પુરૂષના જોડલાંમાં પુરૂષ સેવ્યા છે અને સ્ત્રી શેવક છે માટે સ્ત્રીએ પતિની શેવા કરવી એ અધિક છે. બાકી બીજા બધા ધર્મો પરસ્પર એક સરખાજ છે અર્થાત સ્નેહ રાખવામાં, હીત કરવામાં, વિશ્વાસ પાત્ર કરવામાં, અને સંસાર સર્વસ્વ ગણવામાં જેટલી અને જેવી પરમેશ્વરે સ્ત્રિઓને આજ્ઞા કરી છે તેટલી અને તેવીજ પરમેશ્વરે પુરૂષોને પણ આજ્ઞા કરી છે, એક પતિવૃતનો ભંગ થવાથી જેટલી અને જેવી સ્ત્રીઓને ધર્મ રાજ તરફથી શિક્ષા થાય છે તેટલી અને તેવીજ પુરૂષોને પણ

એક પત્નિવૃત ભંગ કરવાથી શિક્ષા થાય છે. પતિનું દીલ દુખાવવાથી સ્ત્રીઓને જે નર્કનું દુખ ભોગવવું પડે છે તેટલુંજ દુખ તેજ નર્કમા પોતાની ધર્મપત્નિનું દીલ દુખવનાર પતીને ભોગવવું પડે છે.

અપુર્ણ.

મોરારજી રૂઘનાથજી અંબાવાળા.



## બે દરકાર જ્ઞાતી બંધુઓ.

### યાને

## આજની ઉછરતી પ્રજાનો સ્વદોષ.

કુચ્છંદો શું મંડયાં કરવા, ન રાખી જ્ઞાતીની પરવા;
કુચાલોમાં પડયા મરવા, ન રાખી જ્ઞાતીની પરવા.
ઇજ્જત નહિ આબરૂ વ્હાલી, નહી દરકાર જ્ઞાતીની;
નરકના જીવ અવતરવા, ન રાખી જ્ઞાતીની પરવા.
દીલે ચાહે કરો કામો, ડુબાવી બાપના નામો;
ભંડારો પાપના ભરવા, ન રાખી જ્ઞાતીની પરવા.
મગજમાં રાઇ રાખીને, ફુલણજી થઈ ફર્યો ખાલી;
અકલ સામે મુકી ચરવા, ન રાખી જ્ઞાતીની પરવા.
કુધારાને રહ્યા વળગી, કુટેવો ના કરી અળગી;
વિષયમાં વિર વિચરવા, ન રાખી જ્ઞાતીની પરવા.

કમાણીનું કરો પાણી, અરેરે! વ્યર્થ વ્યહવારે;
અનર્થો ક્રુર આદરવા, ન રાખી જ્ઞાતીની પરવા.
ન સુજે હીત જ્ઞાતીનું, ગળેથી ના છુટે દમડી;
મચ્યાં કુસંપ કાં કરવા, ન રાખી જ્ઞાતીની પરવા.
બીજાને શ્રેષ્ટ જોઇને, બળો છો કાં ન હરખાતા;
અંધારે કુપ ઉતરવા, ન રાખી જ્ઞાતીની પરવા.
ફક્કડ થઈ રાખતો ફાંકો, ન સુઝે આડનો આંકો;
ભોળા બંધુને છેતરવા, ન રાખી જ્ઞાતીની પરવા
કર્યાં નહી કામ કંઇ રૂડાં, કરે જ્યાં ત્યાં જઈ કુડાં;
અકર્મી લાગ્યાં ઉછળવા, ન રાખી જ્ઞાતીની પરવા.
પેરે કપટી-તણા સ્હાજો, ઉડાડે દીલની દાઝો;
મંડે છે શ્વાન સમ ભસવા, ન રાખી જ્ઞાતીની પરવા.
ખરાબીમાં ગયા ખુંચી, ન રહેશો કોઇ દી સુખી;
જગુ જગમાં વૃથા પૂરવા, ન રાખી જ્ઞાતીની પરવા.

જગજીવનદાસ કરશનદાસ મેહતા.



# શ્રીમંતને જ્ઞાન
## યાને
## જ્ઞાતીનું જળવાતું માન.

રાગ (મીરાંના પદનો) કારી.

ધનના મદ રાખીરે, મોટાઈમાં કેમ મરો;
સદ બુદ્ધિ ઉર ધારીરે, પરોપકાર પ્રીતે કરો.

શાખી.

નીજ કુટુંબને રક્ષે સર્વે, એમા ન મોટું કામ.
પશુ પક્ષી પણ કરતાં, તેતો જોઇએ ઠામોઠામ
વિચારો હવે મનમાંરે, જ્ઞાતિ તણો ધર્મ ખરો...એવા ધનના મદ

શાખી.

રૂડા ભૂડા જ્ઞાતિબંધુઓ તથાપી તેને અર્પો ભાઈ
જ્ઞાતી અર્થે એક પાઇ ન છુટે, મારો શું મૂખે બડાઈ
મોઢે કો ના બોલેરે, પુઠે અપકીર્તી વરો.......એવા ધનના મદ

શાખી.

જ્ઞાતીબંધુનો દાવો ધરાવો, પણ વર્તવું મુશ્કેલ.
હેતે પુત્ર અર્પણ કરી નાખો, ન રહો એકમેકથી અટકેલ
ભાવે બનો ભોળારે, જ્ઞાતી તારી વિર તરો......એવા ધનના મદ

શાખી.

કૃષ્ણ કૃષ્ણ મૂખમાં રાખી, મનમાં ધનનું ધ્યાન
પૈસાદારનું નામ ધરાવી, શું ધારો અભિમાન
એ તો ના તમારૂં રે, ભરમે ભાઇ ભૂલ્યા ફરો...એવા ધનના મદ

શાખી.

કેવે મારગે ધન વપરાશે, તેનો કરજો વિચાર
જો આ ક્ષણુથી નહિ ચેતો તો નિશ્ચે પામ્યા હાર
જગ છોડી જાશોરે, ત્યારે નહી સુખે ચરો...એવા ધનના મદ

શાખી.

શરણે આવ્યા ગરીબ જ્ઞાતીબંધુઓ, અસ્વાર્થે આપો શરણાંગત
રક્ષણુ કરો તન મન ધનથી માની ખરૂં અમૃત.
સ્નેહ થકી લ્યો લહાવોરે, ઠારો અને આપ ઠરો...એવા ધનના મદ

શાખી.

વખત વખતને માનજ આપો ન રહે લક્ષ્મિ સ્થિર
કાર્યો જ્ઞાતી ઉન્નતિ એવા કરો કે, ફરકે ધજા બીનજંજીર
ચેતો ને ચેતાવોરે, જશુ રાહે પગલાં ભરો....એવા ધનના મદ

જગજીવનદાસ કરશનદાસ મહેતા.



## શીખામણના બે બોલ.

બંધુઓ ઉઠો નિદ્રા હેવીને ત્યાગ કરી આળસ તજી હેવા જ્ઞાતીઉન્નતિનાં સદકામોમાં ચાહોમ કરી કુદો, ધુમો અને જય મેળવી અનંત ધામ યા કિરતી સાગર પ્રાપ્ત કરો. આપણે કેળવણીહીણુ છીએ, એવો ખોટો પવન રાખી મગજને અથડાવો નહીં. જેના કામ હોય તેજ કરે આપણાથી કંઇ બની શકનાર

નથી, એવા અવિચારી શડાના બીજને તમારા મનમાં યા હૃદયમાં રોપો નહીં. એવી જડોને બાળી ભસ્મ કરી નાખો, અને ખરા ખોટાની પરિક્ષા કરો. આપણે બધા અજ્ઞાન છીએ એમ માનો નહીં સોયે એક પણ જ્ઞાની હશે. રજપુત નામનાજ રજપુત છે એમ નિશ્ચય કરો નહીં, કોઇ કોઇ શુરવીર પણ હશે. સ્ત્રી તેટલી ચંચળ એમ માંડીવાળો નહિ કોઇ કોઈ સતી પણ હશે. આગીયાને પ્રકાશતો જોઈ એમ ન ધારો કે ચંદ્ર ન ઉગે, અને ચંદ્રને પ્રકાશીત જોઇ એમ ન માનો કે આથી વધારે પ્રકાશ બીજા કોઇમાં હોયજ નહીં.

ભાઇઓ ! મારૂ હૃદય દાઝે છે, મારૂં લોહી ઉકળે છે. અને મારૂં મગજ યાકુળ વ્યાકુળ થાય છે. કૃપા કરી જાગૃત થાઓ અને દરેક જ્ઞાતીના સન્માર્ગે બંધુઓ આગળ પડો.

લોકાપવાદ સહન કરવાની શકિત ધારણ કરો, તેથી ડરી જઈ બેસી ન રહો ઇશ્વરે આપણા દરેક જ્ઞાતી બંધુઓમાં એક માનસિક આતમબળનો ગુણ આપ્યો છે. તે ગુણને મંદ પાડી ઝાંખો રાખી, છેજ નહીં એમ ન દરશાવો. એ શકિતને બહાર પાડો અજમાવો યુકિતથી તેને ઉપયોગમાં લેવ. સદકામો માં તે વાપરો, સમતા ધૈર્ય અને ક્ષમાના સદગુણો ધારણ કરી કુશળતાથી કાર્ય આદરો, તો તેમાં લાજ નથી અંતે જય મળે છે અને જે લોકો અપવાદ ફેલાવે છે, તેજ લોકો પોતે કરેલા અપવાદનો પુનઃ પશ્ચાતાપ કરે છે. દરેક સદ કાર્ય નિયમ રાખી કરશો, તો ત્વરાથી થશે. તેમાં સિદ્ધિ પણ ધાર્યા પ્રમાણેજ મળશે અને અંતમાં જયના ડંકા ખખડાવશો.

શાન્તિ. શાન્તિ. શાન્તિ.



# ગરીબ જ્ઞાતી બંધુઓની શ્રીમંતો તરફ અરજ.

## ગઝલ

હવે તો રે ! જુઓ જાગી, તમારા ખોલી ચક્ષુઓ;
દુઃખી રઝળે બીચારા આ, તમારા જ્ઞાતીબંધુઓ.
લુટે લાખો યથેચ્છાએ, નહિ છે દાબ કોઇનો;
ગુલામી જ્યાં કરે તે આ, તમારા જ્ઞાતીબંધુઓ.
નહિ જ્યાં નાતમાં કાબુ, નહિ જ્યાં ધર્મનો ધારો;
ફરજ ગ્રન્ત વિનાના આ, તમારા જ્ઞાતીબંધુઓ.
તપાસી લ્યો ચતુરાઇથી, તથાપી શું વૃથા એ છે;
અભિમાને ડુબેલા આ, તમારા જ્ઞાતીબંધુઓ.
ઉઠો ધનવાન હિંમતથી, તપાસો ખામી શું તેમાં;
સુધારી રીત સુધારો આ, તમારા જ્ઞાતીબંધુઓ.
મુકાવો મહાજને બાળો, ગરીબ બંધુતણા શાળે;
અપાવી જ્ઞાન સુધારો આ, તમારા જ્ઞાતીબંધુઓ.
અપાવો શિક્ષણો સારા, નીતીને ભક્તિના પાઠો;
ભલા ભાઇ સુધારો આ, તમારા જ્ઞાતીબંધુઓ.
બનાવી નાતનો ધારો, કરો ફરજ્યાત કેળવણી;
લગાવી મન સુધારો આ, તમારા જ્ઞાતીબંધુઓ.
નવા બંધારણો બાંધી, જમાનો જોઇને પ્રીતે;
ધર્મ ધંધે સુધારો આ, તમારા જ્ઞાતીબંધુઓ.
કહું છું દીલની દાઝે, કહું છું હીતને માટે;
હજુએ રે ! સુધારો આ, તમારા જ્ઞાતીબંધુઓ.
રૂચે યા ના રૂચે તોએ, કહું છું જ્ઞાતીના લાભે;

ઝપાટેથી સુધારો આ, તમારા જ્ઞાતીબંધુઓ.
ધર્મને અર્થને માટે, સુસિદ્ધિ સુખને માટે;
જગુ કહે છે સુધારો આ, તમારા જ્ઞાતીબંધુઓ.

જગજીવનદાસ ક. મોહતા.

## સ્ત્રીઓનો સ્વધર્મ

પતિ પરમેશ્વર છે. પોતાના પતિની પ્રીતી મેળવવા સ્ત્રિઓએ અત્યંત સાવધ રહેવુ. પતિની આજ્ઞા માનવી, અને તેનીઆશા માં રહી પ્રસન્નતા જાળવવા કાળજી રાખવી કારણ કે પતિએજ સ્ત્રીનું જીવન છે. કોઈપણ દિવસ પોતાના પતિની કોઇપણ વિવેકી સ્ત્રીએ અવગણના કરી પાપ ભાગી થવુ નહી અને તેની નિંદા કરવી નહી. સ્ત્રીઓએ પોતાનુ વર્તન પતિની આજ્ઞામાં રહી અને તેનુ મન પ્રસન્ન રહે એવું સદ્દ રાખવું. પોતાનું કલ્યાણ ઇચ્છનારી સ્ત્રીઓએ, પતિ, કોઇવખત વાંક પડે, અને કઠોર વચન વદે તો કોઇ કાળે સામો ઊત્તર વાળવો કે આપવો નહિ, પણ પતિ રીઝવવા પોતે મૌન ગ્રહી, પાછળથી નમ્ર વાણી ઉચરવી. પતિના ક્રોધ વખતે ક્રોધ નહીં કરતાં ગંભીરતાથી સદ્દવિચાર પૂર્વક પોતાનો રોષ સમાવી દેવો. પિયરમાં બહુ રહેવું નહિ. સુખ દુઃખ સહન કરવાની શકિત રાખવી. સ્ત્રીઓનુ સર્વસ્વ તેના પતિજ છે, તેની છાયામાં હમેશાં રહેવું. દરેક કામ તેની આજ્ઞાને આધિન થઇ કરવા, અને બનતી મદદ તેના કાર્યોમાં કરવી. પતિ સાથે પ્રસન્નતાપૂર્વક ખુલ્લા અંતઃકરણથી વર્તવું. પોતાના સ્વામી પ્રત્યે કાંઇપણ પ્રકારનો લેશ પણ અંતર કે અવિશ્વાસ રાખવો નહિ. પતિનું ભૂષણ પણ તેની સ્ત્રી છે તેમ તેના દોષનું કારણ પણ

પત્નિ છે માટે સ્ત્રીએ કદાચ પતિમાં દોષ હોય તો શાન્તિથી તે દોષોને દુર કરવામાં સહાયક થવું. ખુશામતીઆ અને હાજી હાજી કરનારાઓથી હમેશાં દુર રહેવું. સાચું સ્પષ્ટ કહેનારાઓનો સહવાસ રાખવો. ઘરના દરેક કામકાજ પર જાતે દેખરેખ રાખવી પોતાના સ્વામીના, પોતના અને પ્રભુએ બાળકો આપ્યા હોય તેને લગતા કામકાજો ઘણી સંભાળ પુર્વક તેમ પોતાની જાતી દેખરેખ નીચેજ તૈયાર કરાવવા તેમાંથી સમય મળતાં પોતાના બાળકોને ઉપયોગી કેળવણી આપવી તથા ઘરના રાચરચીલાં સંભાળવા ગોઠવણ કરવી સગાં સબંધીઓ અને નાત જાતના સદ્‌ગુણીઓનેજ અંતઃકરણથી સન્માન આપવો કોઇનો પણ દોષ જાણવા યત્ન કરવો નહિ કારણ કે કહ્યું છે કેઃ—

નિંદા જે કરે બીજાની પાસ તમારી,
તે કોઇ દી કરશે તમારી પાસે બીજાની.

માટે તેવા લોકોને દુરથીજ નમશકાર કરવા.

અતિ હસવું નહીં. કામ વગર વધારે બોલ બોલ કરવું નહીં, હલકાઈ પ્રાપ્ત થાય તેવાં શૃંગારો સજવા નહીં. સુપાત્ર જોઇને બોલવું. પોતાના કુલની રીત પ્રમાણે સદ્ આચરણે ચાલવું. સૌની પ્રીતિ સદ્‌વર્તને મેળવવી. પોતાના માબાપોના સદ્ કાર્ય સોભાવવા. પતિ શિવાય અન્ય કોઈ પણ પુરૂષ સાથે એકાંતમાં ક્ષણ પણ ઉભા રહેવું નહી. કોઈપણ નિંદે નહીં એવી રીતે શુદ્ધ વિવેકવંતી થવું. નિચ માણસોની સોબતથી આપણામાં નિચ ગુણ આવે છે અને આપણામાં જે જે સદ્‌ગુણો હોય છે તે ધીરે ધીરે ધીરે નાશ પામતાં જાય છે માટે

કુસંગથી હમેશાં દુર રહેવું. સ્ત્રીઓને પોતાના રૂપનું કે ધનનું કે વિદ્યાનું અભિમાન રાખવું નહીં. અભિમાન રાખવાથી આખરે દુર્દશા થાય છે.

જે માણસ રાખે નહી ઉરમાં કંઇ અભિમાન;
તેજ જન તુર્ત ગણાય છે જગમાં જરૂર મહાન.

માટે અભિમાન ન રાખવો. સત્ય બોલવું. ગમે તેટલી આપણને હાની થતી હોય તોપણ સત્ય ભાષણ વદવાની ટેવ રાખવી. સાહસ કાર્ય કરવાની ટેવ સદા છોડી દેવી, અને કોઇપણ કાર્યમાં વિચારીનેજ પ્રવેશ કરવો. લોભ એ પાપનું મૂળ છે, માટે અતિ લોભ પણ કરવો નહિ. અને સંતોષ રાખી રહેવું. છળ કપટ કરવાના દુષ્ટ સ્વભાવો તજી દેવા અને સુદ્ધ હૃદયથી સર્વનું હિત કરવું. આપણે કોઈપણ સારી શિખામણ આપે તો તે માનવી, પણ તેનો અનાદર ન કરવો. મારા સમાન કોઈ નથી એવો ભાવ ન રાખવો પણ સર્વ સાથે નમ્ર ભાવે વર્તવું. આપણે ગમે તેવા ચતૂર હોવા છતાં. અને આપણામાં ગમે તેટલાં સદ્ગુણો રહયાં હોય છતાં તે ગુણોનું વર્ણન કોઇ સમીપે ન કરવું. અંતઃકરણની મલીનતા તજી દેવી, અને અંતઃકરણ સુદ્ધ રાખવું. એ કુલીન સ્ત્રીઓનો ધર્મ છે.

**જશોદા બાઈ નારણદાસ કાનજી મહેતા.**

અપૂર્ણ

# જ્ઞાતિ ભકત
# ગોકળદાસ કુંવરજી મહેતા.
# નું
# જીવન ચરિત્ર,

ગોકલદાસ કુંવરજી સને ૧૯૧૨માં જનમ્યા હતા. તે કુંવરજી પરસોતમદાસના મોટા છોકરા હતા. પોતે નાનપણમાં ઘણા હુશિયાર સુશીલ અને જ્ઞાની હતા. પોતાનું કુટુંબ ઘણુંજ સુખી હોવાથી હરદમ તેને ત્યાં સંત સમાગમ વારંવાર થતો હતો. સાધુ પુરૂષો હરનિશ ત્યાંજ ઉતરતા હતા. પોતે ઉદાર વૃતિના નાનપણથીજ હોવાથી સ્વભાવે ઘણાજ થંડા અને ગંભીર હતા. કેળવણીનું જ્ઞાન જો કે ઓછું હતું, પણ ડહાપણ અને ચતુરાઇ વિશેષ જોવામાં આવતી હતી. ઇશ્વર ભજન ગાવાનો શોખ તેને ઘણાજ હતો અને તે વધતો વધતો એટલે સુધી વધ્યો કે ભજન ગાવાને માટે કોઇપણ આમંત્રણ આવે તો લાખો અગત્યનાં કામ છોડી જતા હતા. લગન તેના પિતાશ્રીએ એક સાધારણ શ્રીમંત અને વિવેકી ખુશાલભાઇ તલસીભાઇની છોકરી નામક ગંગાબાઇ સાથે ૧૭ વર્ષની ઉમરે કર્યાં હતાં. પણ જ્યારે ૨૮ વર્ષની વયના થયા ત્યારે ગંગાબાઇ પોતાની પાછળ બે છોકરા અને એક છોકરી નામે ડાયાભાઇ. મોરારભાઇ અને રતનબાઈ મુકી ગયાં બે વર્ષ પછી પાછા અતિ ગુણવાન, શાણા. વિવેકી અને નિતિમાન જ્ઞાતિ શેવક લખમણદાસ દેવજીભાઇની છોકરી કુંવરબાઇ સાથે લગ્ન થયાં. તે બાઇ સ્વભાવે જ્ઞાની અને સદ્‌ગુણી હોવાથી પોતાનો ગૃહ સંસાર સારી રીતે નીભા-

વતાં હતાં. રતનબાઈ ૧૪ વર્ષની ઉમરે દેવચરણ પામી, તેથી ઉદાસ ઘણાજ રહેતા હતા કારણ કે તે છોકરી પોતાને ઘણીજ વહાલી હતી. પોતે બુદ્ધિશાળી અને સદાગ્રીક હોવાથી દિવસે દિવસે તે બુદ્ધિના આધારે એટલા તો પ્રવિણ થયા કે પોતે ગરીબ છતાં મુંબઈની બાર ગામ રજપુત ભોઈ જ્ઞાતિના એક ટ્રસ્ટી થયા અને જ્ઞાતિ સુધારકમાં પહેલે પગલે પોતાના કિંમતી વખતના ભોગને અંગે તે બહાર પડયા હતા. આ કામમાં જો કે લોકાપવાદ ઘણાજ ખમવા પડતા હતા. પણ તેઓ અસ્વાર્થ-પણે જ્ઞાતિ સુધારવા માટે પોતે ગમે તેવી ગરિબ સ્થિતિમાં આવી પડતા તોપણ મંડયાજ રહેતા. **આજ તેના મહત્વતાનો દાખલો છે.**

**જ્ઞાતિબંધુ, જ્ઞાતિના આગેવાનો, યા ટ્રસ્ટીઓને તેઓ વારંવાર જ્ઞાતીમંડળ ભેગુ થતું ત્યારે નિચેનો બોધ આપતા હતા.**

જ્ઞાતિના આગેવાનો, મુખીઓ, તથા શેઠીઆઓ જાતના શેવક છે અને તેઓએ નાતના ભલાને માટે નાતમાં થતી ખટ-પટ બંધ પાડવી, જાતિ મેહનતે તન મન અને ધનથી જ્ઞાતિ-બંધુઓને સુધારવા તજવીજ કરવી, નાતના હીતચીંતકને માન આપવું, નાતને નુકશાન કરતાં રીતરીવાજો નાશ કરવા વિગેરે જાતનું ભલુંજ કામ કરવા તત્પર રહેવું અને તેમ કરવાથી કેટલીક વખતે બીજાઓના અજ્ઞાનપણાને લીધે નાતમાં ખટપટ અને તકરારો ઉભી થાય, અને દુષ્ટ રીતરિવાજો બંધ કરતાં કેટલાંક માણસો ટ્રસ્ટીઓને ગેરવાજબી તથા અપશબ્દ ખાં-નગી યા જાહેરમાં બોલવા માંડે તે સહન કરી નાતનાં

ભલાને માટે આગળ તજવીજ ચલાવવી, મૂખી માણસોએ નાતનાં કામ માટે પોતાના કિંમતી વખતનો ભોગ આપવો. સારા નઠારાને બોલાવવા માંહે માંહે તકરારો બંધ પાડવી. તે છતાં ટ્રસ્ટીઓને બદનામ કરવા કેટલાંક ખટપટી માણસો બનતી કોશેશો કરવા ચુકતા નથી તોપણ ટ્રસ્ટીઓએ જ્ઞાતીના ભલા ખાતર નાતનાં હીત ખાતર જ્ઞાતીનું મહત્વ અને આબરૂ વધારવા ખાતર પ્રયત્ન કરવા.

જ્ઞાતી બંધારણ વખતે જ્યારે ટ્રસ્ટી નિમવામાં આવ્યા તે વખતે જીવણ રામચંદ્ર તથા વિરજી ભગવાન જેઓનો બાર ગામ રજપુત ભોઈ જ્ઞાતીથી જ્ઞાતી વહેવાર બંધ છે, તેઓની ગંભીર ખટપટો ઉભી થઇ હતી; એટલુંજ નહીં પણ કૉર્ટે ચઢવાનો વખત આવી પહોંચ્યો હતો તે વખતે પોતે ગરીબ છતાં જાતના ભલાને માટે એક પગે હીંમત રાખી હતી. એ કાંઇ થોડી જાત મેહનત ગણી શકાય નહી.

કીકાભાઈ કલ્યાણદાસ જો કે શ્રીમંત ગણાય તોપણ તે જીવણ રામચંદ્ર અને વીરજી ભગવાનની ગેરવાજબી ખટપટ હોવા છતાં ડરી જઇ પોતાનું નામ ટ્રસ્ટીમાંથી કમી કરાવ્યું હતું; પણ સ્વર્ગવાસી ગોકલભાઈ ગરીબ સ્થિતીવાળા હોવા છતાં ખરી બાબતને વળગી રહ્યા હતા. એજ તેની મહત્વતાનો દાખલો છે.

મી. ગોકળદાસ કુંવરજી મોહતા ૬૦ વર્ષની વૃદ્ધ વયે પોતાની પાછળ પોતાની સ્ત્રી કુંવરબાઈ તથા બે છોકરા હરજીવન અને હરગોવનદાસ મુકી સંવત ૧૯૭૨ ના ભાદરવા શુદ ૧૦ ને

ગુરૂવારે સ્વર્ગવાસ પામ્યા. આ એક આપણી જ્ઞાતિને ભારે ખોટ ખમવી પડે છે.

જગજીવનદાસ કરસનદાસ મહેતા.



## અમૃતવાણી.

### ભજન.

પદ

ભજી લેને રામનામ, મનવા (બે વાર)
કરવા કાયાનું કલ્યાણ મનવા.
કાયા ને માયા, સંગે ન આવે,
ઠાલી ન રાખ ગુમાન. મનવા.
જન્મી જનમ, વ્યર્થ કાં ગુમાવે;
મૂર્ખા ! કર પુન્યદાન. મનવા.
વચને બંધાઇ આવ્યો જગમાં;
કેમ ચુકે ! હરિ ધ્યાન. મનવા.
ભુલમાં ભુલાઇ. ભમતો કાં ફરે;
શાનમાં સમજ ઇન્સાન. મનવા.
ચેત! ચેત! મનવા, સાર્થક કરીલે;
અંતમાં આવે એજ કામ. મનવા.
તુટી દોરી, હાથ ન આવે;
ધર ધર, મુર્ખા! ધ્યાન. મનવા.
હરીહર સ્મરણ, તારણ તરણ છે;
ગોગા ભકત, કહે માન. મનવા.

જગજીવનદાસ કરશનદાસ મહેતા.

———:o:———

# જ્ઞાતિ બંધારણ.

**મુંબઈની બાર ગામની જ્ઞાતી અને દેશાવરની જ્ઞાતીઓના મુખ્ય મુખ્ય માણસોનાં મુબારક નામો તથા ટુંક હકીકત.**

(૧) મુંબઈની બાર ગામની નાત એટલે મુંબઈમાં દેશાવરના ૧૨ ગામોના બિરાદરો આવી વસ્યા છે જેથી તેનું મુંબઈની બાર ગામની નાત એવું નામ રાખવામાં આવ્યું છે.

(૨) ઉપર લખ્યા પ્રમાણે બાર ગામોની પેટા નાતો મુંબઈ બારગામની નાતની સર્વોપરી સત્તા નીચે આવી જાય છે તેનાં નામો. (૧) વેરાવળ. (૨) દીવ. (૩) માંગરોલ. (૪) જામનગર. (૫) સુરત. (૬) ભરૂચ. (૭) પાટણ. (૮) પોરબંદર. (૯) ઉના. (જેનો વહેવાર મુંબઈ બાર ગામની નાતના હુકમથી બધી પેટા નાતોમાં બંધ છે.) (૧૦) ભાવનગર. ઉપર મુજબ હાલ દશ નાતો હૈયાતી ધરાવે છે પહેલાં ૧૨ નાતો હતી પણ હાલ દશ કાયમ છે. જાફરાબાદ ખંભાતમાં હાલ કોઈ જ્ઞાતીબંધુ હસ્તી ધરાવતું નથી.

(૩) દેશાવરના ગામો ઉપર લખ્યા તેમાં દરેક ગામોમાં સ્થાનિક નાતો કામકાજ કરે છે અને તેઓનો મુંબઈ બાર ગામની નાતમાં સમાવેશ થાય છે. અને તેઓ તો મુંબઈ બાર ગામની નાતના ધારા ધોરણોને અનુસરી ચાલે છે પણ કેટલાક રીતરીવાજો અને રૂઢીઓમાં ફરક છે તે ક્રમે ક્રમે બારે ગામમાં એક થઈ જવા સંભવ છે. તે વિષે બીજા પુસ્તકમાં વધારે હકીકત બાર પાડવામાં આવશે.



## મુંબઈની બાર ગામની નાતના મુખ્ય ગ્રહસ્થો.

### પ્રમુખ.

મી. મોરારજી રૂગનાથ અંબાવાળા.

### મેનેજીંગ ટ્રસ્ટી.

મી. જગજીવનદાસ કરસનદાસ મહેતા.

### ટ્રસ્ટીઓ.

મી. પુરષોતમદાસ ઝિણાભાઇ રાઠોડ.
,, ગોકલદાસ કુંવરજી મહેતા.

### કોટવાલ.

મી. ડાહ્યાભાઇ ગોકલદાસ મહેતા.
,, મુંબઇ બારગામની નાતના ગ્નાતીગોર.
જોશી ભૂધરજી વિ. લાલજી ગામોટ.
,, વલભજી પરશોતમદાસ

મી. પરસોતમદાસ ઝીણાભાઈ, મંદીરો નામક રામજી મંદીર બીજા ભોઇવાડામાં, રોકડીઆ હનુમાનનું મંદીર શેખમેમન સ્ટ્રીટ માં અને ગણપતીનું મંદીર માટુંગા રોડ ઉપર આવેલા છે તે બાબત લખાણ કરીને ન વર્તવાથી રદ બાતલ કરવામાં આવ્યા છે અને તેનો ગ્નાતી વહેવાર બંધ કરવામાં આવ્યો છે.



# મુંબઇમાં વસ્તી બારગામની પેટા જ્ઞાતીઓના.
# આગેવાનો
## યા
# ટ્રસ્ટીઓ.

૧ વેરાવળ.

શેઠ મોરારજીભાઈ રૂગનાથભાઈ

,, ગોકળદાસ કુંવરજી.

ગોકળદાસ કુંવરજી સ્વર્ગવાસ થવાથી
હાલમાં જગા ખાલી છે.

૨ માંગરોલ

,, કરશનદાસ ડાહ્માભાઇ

૩ દીવ

,, પરસોતમદાસ નરોતમદાસ

,, મોતીરામ કાનજીભાઈ બંગડીવાલા

૪ પોરબંદર

,, ગોકળદાસ ખીમાભાઇ

૫ જામનગર

,, ભીખાભાઇ મુલજીભાઇ

,, પરસોતમદાસ ઝીણાભાઈ રાઠોડ

,, લખમણદાસ નરોતમદાસ

,, દામોદર ખીમા

પરસોતમદાસ છગનભાઇનો જ્ઞાતી વહેવાર સને ૧૯૧૬ના સપટેંબર મહીનાની ૧૬મી તારીખ થી બારગામની જ્ઞાતે બંધ કીધો છે.

૬ **પાટણ**

,, જીવન રામચંદર

જીવન રામચંદરનો જ્ઞાતી વહેવાર બાર ગામની જ્ઞાતથી આશરે બે વર્ષ થયાં બંધ છે.

૭ **સુરત તથા ખંભાત**

આ જ્ઞાતીનાં મુંબઇના આગેવાનોએ પોતાની સર્વ સત્તા મુંબઇની બારગામની જ્ઞાતિને અર્પણ કરી આપી છે. તા. ૧૬ મી માહે એપ્રીલ સને ૧૯૧૬.



# દેશાવરમાં વસ્તી બારગામની પેટા જ્ઞાતીઓના આગેવાનો.

## યા

## ટ્રસ્ટીઓ.

### વેરાવળ બંદર

૧. શેઠ લખાભાઇ નારણદાસ
,, કાલીદાસ લાલજીભાઈ
,, જેઠાભાઈ પરસોતમદાસ
,, પ્રેમજીભાઇ ઘેલાભાઇ
,, વેલજીભાઇ ઘેલાભાઇ

### ૨ પાટણ બંદર

શેઠ વિરાભાઇ મોનાભાઈ

આ કુંહારનો જ્ઞાતીવહેવાર તા. ૧૬ મી સપટેંબર ૧૯૧૬ને દીવસથી બારગામ રજપુત ભોઇ જ્ઞાતીથી બંધ થયેલો છે.

### ૩ માંગરોલ બંદર

શેઠ ભાઇચંદ મેઘજી
,, હીરાભાઇ દેવાભાઇ
,, જાદવભાઇ દયાળભાઈ
,, જુઠાભાઇ રામાભાઈ

૪ પોરબંદર

શેઠ રૂગનાથભાઇ ઓધવજીભાઇ
,, મકનભાઇ ભીમજીભાઇ
,, રતનાભાઇ ગોનાભાઈ

૫ જામનગર

શેઠ હીરાભાઈ લાલજીભાઇ
,, સુંદરજીભાઇ આણુંદજીભાઇ
,, પ્રેમજીભાઈ લાલજીભાઇ
,, પ્રેમજીભાઇ ગોકલભાઇ

૬ દીવબંદર

શેઠ કબાભાઈ લાલાભાઈ
,, ગગાભાઇ જેચંદભાઇ
,, મુલજીભાઈ નારણદાસ
,, દેવચંદભાઇ વિરચંદભાઇ
કોટવાલ શેઠ મોતીચંદભાઇ માણેકચંદ

૭ સુરત બંદર

શેઠ અંબારામ ખીમજીભાઇ
,, લલુભાઇ ઘેલાભાઈ
,, ભુખણદાસ અંબારામ
,, ફકીરભાઇ મકનભાઇ

૮ **ભરૂચ બંદર**

આ કંઠારના આગેવાનોના નામો હજી મલ્યા નથી.

૯ **ભાવનગર**

આ કંઠારના આગેવાનોના નામો હજી મલ્યા નથી.

૧૦ **જાફરાબાદ**

આ કંઠારના આગેવાનોના નામો હજી મલ્યાં નથી.

૧૧ **ખંભાત**

આ કંઠારમાં કોઈ પણ જ્ઞાતીબંધુ હસ્તી ધરાવતું નથી.

૧૨ **ઉના (દેલવાડા) બંદર**

શેઠ ગોવીંદભાઇ નથુભાઈ
,, ભવનભાઇ ઘેલાભાઇ
,, મેઘજીભાઇ પીતાંબરદાસ
,, રામજીભાઇ હુસરાજભાઈ

આ કંઠારનો જ્ઞાતીવહેવાર બારગામની
નાતથી ઘણા વરસો થયા બંધ છે.

લી.

મોરારજીભાઇ રૂગનાથભાઈ અંબાવાલા.
જગજીવનદાસ કરશનદાસ મહેતા.
બારગામની નાતના ટ્રસ્ટીઓ.



# શુદ્ધિ પત્ર.



| પાનું. | લાઈન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| પ્રસ્તાવના | ૩ | અભિમાનની | સ્વાભિમાનની |
| ,, | ૪ | એટલુંજ | એટલુંતો |
| ,, | ૮ | તેમ | તેજ પ્રમાણે |
| બીજો પેરેગ્રાફ | ૫ | આવા | આવી રીતે |
| ,, | ૮ | ઉપદેશ | ઉદ્દેશ |
| ૫ | ૧૨ | રહસ્યનો | રહસ્યતો |
| ,, | ૧૭ | રાજા રાણી | રાજા રાણા |
| ૬ | ૨૧ | માણસો | માણસને |
| ૭ | ૧૪ | ભાણી | પાણી |
| ,, | ,, | તોડી | રાખી |
| ૮ | ૩ | ત્થા | તથા |
| ૧૦ | ૫ | મૂતિ | મૂર્તિ |
| ૧૧ | ૨૩ | પરમાત્માઓ | પરમાત્માએ |
| ૧૬ | ૧૨ | માળ | માલ |
| ,, | ૧૪ | વ્યાધીએ | વ્યાધીઓ |
| ,, | ૨૦ | કાઠીખાવાડમાં | કાઠીઆવાડમાં |
| ૧૭ | મથાળે | પ્રતિ | પતિ |
| ૨૭ | છેલ્લી | ધીરે ધીરે ધીરે | ધીરે ધીરે |
| ૨૮ | ૫ | તેજ | તે |



